# રાસેશ્વરી

ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા



૦-૧૨-૦

# રાસેશ્વરી

લેખક અને પ્રકાશક
ચંદ્રકાન્ત મંગળજી ઓઝા
રાજકોટ

કિંમત ૦-૧૨-૦

# નિવેદન

મ્હારા પ્રથમ રાસસંગ્રહ નામે "રાસમણિ"ને બ્હેનો તરફથી ઠીક સત્કાર મળ્યો તેમજ "રાસમણિ" પ્રસિદ્ધ થયા બાદ નવા નવા રાસ માટે સ્વજનો તરફથી સતત માગણી અને પ્રોત્સાહન મળ્યા કરવાથી, રાસરસિક બ્હેનોના ચરણે "રાસેશ્વરી" ભેટ કરવા શક્તિમાન થયો છું.

સાદી, સરલ, તથા મીઠાશભરી ભાષા, અને સ્પષ્ટ ભાવ-પ્રદર્શન, તેમજ બ્હેનોની સુરુચિને બંધ બેસતા ઢાળ માટે કાળજી રાખી છે. "રાસમણિ" પ્રમાણે આ સંગ્રહમાં પણ સ્ત્રીજીવનના સુંદર આદર્શોની ફૂલગૂંથણી ગૂંથવા શકય પ્રયાસ કર્યો છે. ગૃહ-જીવનમાં આનંદ, કલ્લોલ, સંસ્કાર, સુખ, શાન્તિ, અને સેવા ભાવનાના પમરાટ પમરી રહે એ દૃષ્ટિબિંદુ આ રાસડાઓ રચતાં લક્ષમાં રાખ્યું છે.

આખા સંગ્રહમાં માધુર્ય લાવવા આપેલાં ઉત્તેજનો તથા સૂચનાઓ માટે હું મ્હારા પૂ. પિતાશ્રીનો પરમ ઉપકૃત છું.

નામદાર લેડી સાઇકસે અર્પણ સ્વીકારી મ્હને આભારી બનાવ્યો છે.

રાજકોટ } ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

મુંબઈના ગવર્નર તરીકે નામદાર રા. આ. સર ફ્રેડરીક સાઈકસ. પી. સી. જી. સી. આઈ. ઈ. પધાર્યાં ત્યારથી માનવંતા નામદાર લેડી સાઈકસે આ દેશની સ્ત્રીકેળવણીની ઉન્નતિ અને વિકાસમાં અગત્યનો ભાગ લેવા માંડયો છે; તેથી ઉત્તેજીત થઈ સ્ત્રીશિક્ષણના પ્રદેશમાં ઉપયોગી થાય તેવી આ "રાસેશ્વરી" નામદાર લેડી સાઇકસને તેઓશ્રીની પરવાનગીથી અર્પણ કરેલું.

લેખક

Respectfully dedicated, by the writer, with permission, to **Her Excellency Lady Sykes** for her great interest in the cause of female education with which Her Excellency has fully identified herself from the time of her arrival in Bombay.

# રાસ

**( આ તો રૂડો ભંડીબજારનો ચોક, કે મળી મહી વેચવા રે લોલ. )**

હળીમળી સહિયર સૌ સંગાથ, રાસ રમવા નીસરી રે લોલ;
રૂડેરી ખીલી અજવાળી રાત, રાસ રમવા નીસરી રે લોલ.–
અરધે અંબર ઓઢણી શીર, ઘમકે નેવર ઘુઘરી રે લોલ;
રૂડલાં ઓઢીને હીરનાં ચીર, રાસ રમવા નીસરી રે લોલ.–
અંબોડલે વેણીનો મઘમઘાટ, નેણુલે કાજળ ભરી રે લોલ;
ભાલે ચાંદલિયાનો ઠાઠ, રાસ રમવા નીસરી રે લોલ.–
હૈયે હસે એકાવલ હાર, કંકણુ કાંડે ધરી રે લોલ;
સખિઓ રૂપ ગુણુના અંબાર, રાસ રમવા નીસરી રે લોલ.–
ફરતાં ફુદડી ફરકે ચીર, વસંતની ધજાગરી રે લોલ;
ગરબે નીતરે આનંદ નીર, રાસ રમવા નીસરી રે લોલ.–
મૂહકુઞ્જની કોયલ કરે કલ્લોલ, વાગે રૂડી વાંસળી રે લોલ;
ગરબાની છલકે છાકમ છોળ, ઝીલે માત ગુર્જરી રે લોલ.–
મીઠડી રમણી ને મીઠડા રાસ, અમી રહે ઝરમરી રે લોલ;
પૂરવા આશ અને અભિલાષ, પધાર્યા રાસેશ્વરી રે લોલ.–



# સુંદરીઓ

જો પ્રભુનો મારગ પૂછો રાજ, વસ્તો રસ્તો સસ્તો જી.)

અમે માન સરોવર, હંસી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
અમે કૃષ્ણચંદ્રની બંસી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
ધરણિની ધર્મ ધ્વજાઓ, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
નંદનવન લલિત લતાઓ, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
જગદંબાની સાહેલી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
અમ હાસ્યે ચાંદની રેલી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
અમે લક્ષ્મીની લાડીલી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
રસરમણી રાસ રસીલી, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
અમે કુબેરની કન્યાઓ, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
સતીઓની આમન્યાઓ, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—

## રાસેશ્વરી

અમે યશોધરાઓ જગની, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
રસમાળા વિશ્વવિજયની, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
અમે મલય સમીરણ લ્હેરો, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ,
મલપે મંગલ નિત મ્હેરો, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—
અમે પ્રકૃતિની પરિભાષા, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ;
શુભ આશય, શુભ અભિલાષા, રાજ,
સ્વર્ગસદનની સુંદરીઓ—

# બ્હેનડી

( આજે સ્વપ્નામાં મેં ડોલતો ડુંગર દેખ્યો જો. )

ખારો મહાસાગર ફુંગરાતો મહમાતો જો,
મધથીય મીઠડી વીરડી મ્હારી બ્હેનડી:—
અંધારીઆના ઘુમ્મટ ઘેંઘટ ઘેર્યાં જો,
દિલ દીપવતી દીવડી મ્હારી બ્હેનડી—
જંગલ બીહામણું હૈયાને હીબકાવે જો,
રૂડલાં રખોપલાંની રાખડી મ્હારી બ્હેનડી:
અણમાપ્યા આભ ઓળંગીને જાવા જો,
વાયુની વેગવાન પાંખડી મ્હારી બ્હેનડી—
અંગારા ધોગરદમ ધીખે ધરણિ જો,
અમૃત અંઘોળતી છાંયડી મ્હારી બ્હેનડી:
ભવદરીએ ડુંગરીઆ મોજાં ઉછળે જો,
દશ આશિષ ભરી નાવડી મ્હારી બ્હેનડી—
સ્વારથ સરવરીઆં ઝેર ઝબોળ્યાં ઝૂલે જો,
સ્નેહની ચંદન તલાવડી મ્હારી બ્હેનડી:
જગત જનુની રૂપ બેજ વિભૂતિ ભાળી જો,
મોંઘેરી માવડી, બીજી મ્હારી બ્હેનડી—



**[illegible]**

# સહચરી

**( એવા ગાંધી ગુજરાતે ઉતર્યાં રે લોલ. )**

પાકે માનસરે મોતીડાં કહિ કહિ રે લોલ,
  સ્નેહ મોતીનો જ્યાં ન હીસાબ:
    મ્હારા સુખની તલાવડી સહચરી રે લોલ—
એ તો અમૃતવેલ મ્હારા ઉરની રે લોલ,
  એના મઘમઘતા ગુણના ગુલાબ:
    મ્હારા સુખની તલાવડી સહચરી રે લોલ—
હું તો ઝીલું ને ખીલું નવરંગમાં રે લોલ,
  છબક છલકાય અંતર છાબ:
    મ્હારા સુખની તલાવડી સહચરી રે લોલ—
એ તો કામણ ભરેલી કૌમુદિ રે લોલ,
  હું રંકની મોટી મિરાંત:
    મ્હારા સુખની તલાવડી સહચરી રે લોલ—
છબી છાપી સખિની મનોમંદિરે રે લોલ,
  પેખી પેખી બનું રળીઆત:
    મ્હારા સુખની તલાવડી સહચરી રે લોલ—



# મોસાળ

( માલણ ગુંથી લાવ ગુણીઅલ ગજરા. )

ભવવગડે નંદનવન દીઠું,
જ્યાં છે કલ્પતરૂ મનમીઠું:
વહે મંદાકિની મોસાળે—
વ્હાલ અક્ષયપાત્ર વિરાજે,
સદા સ્નેહલ સ્વાગત ગાજે:
વહે મંદાકિની મોસાળે—
ફુલગુલાબી વસંતની ફોરે,
અન્નપૂર્ણાની કરૂણા મ્હોરે:
વહે મંદાકિની મોસાળે—
ચિરકાળ ત્યાં કૌમુદિ રેલે,
સુખ સાહ્યબી રેલમછેલે:
વહે મંદાકિની મોસાળે—
દુધલાં દિલનાં મામા ને મામી,
હોય ત્યાં કશી વાતની ખામી?
વહે મંદાકિની મોસાળે—
માશીબાની મનોરમ માયા,
દાદા દાદી તો દેવની છાયા:
વહે મંદાકિની મોસાળે—
કોહીનૂર સાંપડશે કરોડ,
જગે મોસાળ એક અજોડ:
વહે મંદાકિની મોસાળે—



# કલ્લોલિની

**( ઉભા રહો તો કહું એક વાતડી બિહારીલાલ. )**

ચાલી વ્હાલી ઉજમાળી ઉમંગમાં, કલ્લોલિની;
મીઠાં જળને ઝૂલાવતી ઉછંગમાં, કલ્લોલિની—
એ તો પર્વત પિતાની કુમારિકા, કલ્લોલિની;
પુણ્યભોમની એ પરિચારિકા કલ્લોલિની—
વનવગડા વીંધીને આવતી, કલ્લોલિની;
સાથે લ્હાણા કલ્યાણના લાવતી, કલ્લોલિની—
બે કાંઠડે મોતી છોળ છલકતી કલ્લોલિની;
અમી આંખડી સહાયે મલકતી, કલ્લોલિની—
પાય પાવન જ્યાં પ્રેમે ધર્યાં, કલ્લોલિની;
સુખ ભંડાર ત્યાં અભરે ભર્યાં, કલ્લોલિની—
પતિ દેવનાં નિમંત્રણ આવિયાં, કલ્લોલિની;
વ્હાલ વેણલાં મસ્તકે ચડાવિયાં, કલ્લોલિની—
એનો સાગર સાહ્યબો ડોલી રહ્યો, કલ્લોલિની;
એના દિલડાના દ્વારને ખોલી રહ્યો, કલ્લોલિની—
અણુમાંથી વિરાટમાં ભળી ગઇ, કલ્લોલિની;
દ્વૈતમાંથી અદ્વૈતમાં મળી ગઈ, કલ્લોલિની—
અમીમીઠડા અભેદ જગે જામશે, કલ્લોલિની;
સ્વર્ગ સુખડાં સંસારો જનો પામશે, કલ્લોલિની—



# દેવગંગા

( હાવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ-એ ઢાળ. )

દેવોએ દેવ ગંગા મોકલ્યાં હો રાજ,
ઉજાળવા જગચોક:
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
ઉતર્યાં ઉમંગથી ભાગીરથી હો રાજ,
મૂકી ગગનનો ગોખ:
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
કલ્યાણ કાંઠે ક્યારડા હો રાજ,
ક્યારે ક્યારે કલ્પવેલ:
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
વેલે વેલે તે દિવ્ય પંખીડાં હો રાજ,
રસની જમાવે રેલ:
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
અમૃતનીર પીતાં ઉછર્યાં હો રાજ,
પંખેરૂના પરિવાર:
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—

**આવો પીયૂષ પીવા પ્રેમથી હો રાજ,**
**સહુને સરખા સત્કારઃ**
**મંદાકિની હો રાજ,**
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
ગંગાજી વ્હે ઘર આંગણે હો રાજ,
ઝીલો ઝીલો રસધારઃ
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—
અમૃત જીવન જીવજો હો રાજ,
ભરો અમૃતથી સંસારઃ
મંદાકિની હો રાજ,
આવ્યાં તે મૃત્યુલોકમાં હો રાજ—



# બાલફૂલ ખીલોને

(હો રસબાલ! ઝીલોને—એ ઢાળ.)

ખીલો ખીલોને રસભરપૂર, હો બાલફૂલ! ખીલોને;
ઝીલો ઝીલોને જીવનનૂર, હો બાલફૂલ! ઝીલોને—

(સાખી)

આભ મિનારે મલપતી, ઉષા સજી નવરંગ;
નવીન ચેતન ચમકતી, સ્થળ સ્થળ છે ઉછરંગ.
હો બાલફૂલ! ખીલોને—

(સાખી)

જીવન વ્હેણુ વહી રહ્યું, નિર્મળ શીતળ નીર;
વાયુ વાય ધીમો મીઠો, હર્ષે ઉછળે તીર.
હો બાલફૂલ! ખીલોને—

(સાખી)

પ્રવાહ વધશે પાધરો, વધશે જગજંજાળ;
ધખશે ઘોમ પ્રજ્વળતા, આગળ ઉપર બાળ!
હો બાલફૂલ! ખીલોને—

(સાખી)

મોજાં મોટાં આવશે, આથમશે સુખચંદ;
હજી અવસર છે મ્હાલવા, મ્હાણીલ્યો આનંદ.
હો બાલફૂલ! ખીલોને—



# આશાનો માંડવો

( હીંચ. )

આશાનો માંડવડો મ્હેક મ્હેક મ્હેકતો,
　　સ્નેહ અમર વેલડી છાઇ રેઃ
વિરલ વિકાસે મ્હોરતો ફોરતો,
　　નિત્યે વસંતની વધાઈ રે—
ગોટમગોટ પુષ્પ વેરતો દશે દિશે,
　　ઉરછાબ ફૂલડે છલકે રેઃ—
મોળાં માનવની મોળપ મોડતો,
　　મીઠપ મનુકુળે મલકે રે—
મંડપે ઇશના મંગલ વાયક,
　　મંડપે બ્રહ્મબોલ ગાજે રેઃ
ઘેર ઘટાએ ઘટાએથી ફૂટતા,
　　રસના ફૂવારા રાજે રે—
સ્મરણો સુખદાઈ સંપડાવતો સોહામણા,
　　કલ્પના તરંગે મ્હલાવતો રેઃ
કાળજે કેળવેલ, પોષેલ, કોડામણા,
　　મીઠા મનોરથો ફળાવતો રે—
હૈયા ધારણુ મ્હારો આશાનો માંડવો,
　　જીવન આલંબન સાચું રેઃ
આળ પંપાળ અળગી કરી અંતરે,
　　અમર આશાએ રાચું રે—



# મ્હારી વાડીમાં

હાંરે મ્હારી વાડીમાં હો રાજ, બોલે કલાધર મોરલો;
બેસી હૈયાના મોંઘેરે તાજ, ડોલે કલાધર મોરલો—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, મ્હેકે ચંપો ને કેવડો;
હાંરે હૈયા હાંડીમાં હો રાજ, દૈવી પ્રકાશે દીવડો—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, પુલડાંની ફોરમ ફોરતી;
હાંરે મીઠાં જીવનની હો રાજ, મીઠાશ મીઠડી મ્હોરતી—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, ખીલે છે પ્રેમળ પોયણાં;
હાંરે સ્નેહસરવરિયે હો રાજ, ખીલે છે દુલાં દિલડાં—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, ખેલે રસિક રાજહંસલો;
હાંરે ઝરમર ઝરમર હો રાજ, મોતીડે વરસે મેવલો—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, બુલબુલનાં ગીતડાં ગાજતાં;
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, કોયલ કુન્જે બીરાજતાં—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, સો સો ફુવારા ફૂટતા;
હાંરે સ્નેહસરિતાના હો રાજ, નીર કદિય ન ખૂટતાં—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, ચમકે છે ચાંદલો ચાંદની:
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, રેલે પ્રભા રવિરાજની—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, હીંચે છે હેમનો હીંચકો,
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, વીંઝે છે ચંદન વીંઝણો—
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, આનંદ છોળો ઉછાળીએ;
હાંરે મ્હારી વાડીમાં હો રાજ, રસને માંડવડે મ્હાલીએ—



# મ્હારી વાડીમાં

મ્હારી વાડીમાં કોણ કોણ બોલે ?
કોયલ બોલે ને મોરલા ડોલે—
મ્હારી વાડીમાં કોણ કોણ ખેલે ?
પોપટ ખેલે દ્રાક્ષની વેલે—
મ્હારી વાડીમાં કોણ કોણ રમતું ?
બુલબુલ્ ગાતું સહુને ગમતું—
મ્હારી વાડીમાં શું શું ખીલે ?
મોગરો, ચંપો, ફૂલ રસીલે—
મ્હારી વાડીમાં શેની ધારા ?
ઉડે ચોગરદમ રસના ફુવારા—
મ્હારી વાડીમાં ઉજાસ શેના ?
સુરજ ચાંદાનાં તેજ મજેનાં—
મ્હારી વાડીમાં વીંઝણો શેનો ?
પવનનો પંખો શીતળ વ્હેનો !—
મ્હારી વાડીમાં સોરમ શેની ?
ફૂલની ફોરમ મીઠી વ્હેની !—
મ્હારી વાડીમાં હજારી ગોટા,
એના જગતમાં જડે ન જોટા—
મ્હારી વાડીમાં ફૂલહાર ફોરે;
ગજરા ને તોરા, વેણી, મ્હોરે—
મ્હારી વાડીમાં ફૂલના શણગારો;
હરખે સહિયર ! ડેયે ધારો—



# ફૂલછાબડી

(લઇ માથે મહુકડી મહિયારી સર્વે ટોળે મળી.)

લઈ માથે ફૂલછાબડી, ચાલી લટકે જગમાલણી;
છલકે સ્નેહની તલાવડી, ચાલી ચટકે જગમાલણી;
ગોરી માલણુ ગોરાં ગોરાં ફુલ ફોરતાં;
અમૃત ભરેલ એની આંખડી, ફૂલછાબડી,
લઈ માથે ફૂલછાબડી—

પુલડે પુલડે દેવ દેવીની દિવ્યતા;
પીયૂષ પૂરેલ પુષ્પપાંખડી, ફૂલછાબડી,
લઇ માથે ફૂલછાબડી—

ચમકે છે ચાંદની મલકે રસમેહુલા,
અમૃતની વરસે ઝડી, ફૂલછાબડી,
લઈ માથે ફૂલછાબડી—

અમરોના બાગથી ઉતરી જગમાલણી;
લીધી આ લોકની વાટડી, ફૂલછાબડી,
લઈ માથે ફૂલછાબડી—

પાય ઝાંઝર એના ઘર ઘર ઝમકતા;
રૂડી માલણુ, રૂડી રાતડી, ફૂલછાબડી,
લઈ માથે ફૂલછાબડી—

ફૂલની ઝમઝટ પડે, અર્પે જગમાલણી;
અમર ફૂલની અમર રાખડી, ફૂલછાબડી,
લઈ માથે ફૂલછાબડી—



રાસેશ્વરી

# અબોલડા

**( શેના લીધા મ્હારા શ્યામ અબોલડા શેના લીધા રે. )**

શાને તે કોયલ ખ્હેના !
અબોલડા શાને લીધા રે ?
મૂકીને ગીત મજેનાં ?
અબોલડા શાને લીધા રે ?—

આંબે તે મ્હોર આવ્યા લુંબે ને ઝુંબે,
મઞ્જરીના રસ અણપીધા રે:
અબોલડા શાને લીધા રે ?—

ખીલી વસંત ખીલ્યા વગડા ને વાડિયો,
ત્હારી વાંસળીના સુર અણવીંધ્યા રે:
અબોલડા શાને લીધા રે ?—

કોણ વસંતનાં વધામણાં વધાવે,
સ્વાગત કોઇએ ન દીધા રે !
અબોલડા શાને લીધા રે ?—

આવડાં તે રૂસણાં શિદને લીધાં,
કડવાં તે વેણ કોણે કીધાં રે ?
અબોલડા શાને લીધા રે ?—

કોણે ટપાર્યા ? મ્હેણુલાં માર્યા ?
કોણે તે દૂભવી દીધાં રે ?
અબોલડા શાને લીધા રે ?—

સુની વસંત સુના બાગબગીચા,
આવો ગજાવવા સીધાં રે:
અબોલડા શાને લીધા રે ?—



# ભાઇબીજ

( ભવસાગર ગાજે. )

રૂમઝુમ કરતી ને સ્નેહ સોહાતી,
મરકલડાં મલકાતી રેઃ
ભાઇબીજ પધારી—
કુંકુમ પગલે ને ડોલર ડગલે,
અમૃતકણિકાને ઢગલે રેઃ
ભાઇબીજ પધારી—
સુમન સુવાસે, મરંદ મીઠાશે,
ઉજળી ઉષાના ઉજાશે રેઃ
ભાઇબીજ પધારી—
એકીટશે જેની વાટડી ભાળી,
વરષો વરસભર ગાળી રેઃ
ભાઇબીજ પધારી—
બ્હેનીને મન જે અમીથી રસાળી,
આવી ઘડી તે રૂપાળી રેઃ
ભાઈબીજ પધારી—
મીટડી માંડું ત્યાં દ્વારે નિહાળ્યો,
મલપતો માડી જાયો રેઃ
ભાઈબીજ પધારી—
મીઠડા લેતાં મહેશ્વર ત્રૂઠયા,
દશેદશ ટચકા ફૂટયા રેઃ
ભાઈબીજ પધારી—

## રાખેપરી

આશિષ ગંગોદક ઉભરાણું,
પ્રેમતરંગે તણાણું રેઃ
ભાઈબીજ પધારી—

રક્ષાના સૂત્રે જગદ્ધરી સાધ્યાં,
કાંડે અમરલેખ બાંધ્યા રેઃ
ભાઈબીજ પધારી—

મહિયરનો મહિપત મોંઘેરો;
કૂળ દીવલડો ભલેરો રેઃ
ભાઈબીજ પધારી—

શત શરદોત્સવ માણો અનેરો,
પંથે પ્રભુ ફૂલ વેરો રેઃ
ભાઈબીજ પધારી—



# ફાગણ

( ભવસાગર ગાજે. )

ફાગણથી સખિ ! આંગણ ઓપ્યાં,
સ્નેહનાં બીજને રોપ્યાં રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

રસની ઉડાડતો રેલમછેલો,
રસિક હૃદયમાં વસેલો રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

મીઠપ રૂડપનો મહારાયો,
સંગતે સુખ સવાયાં રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

લાલી ગુલાબી ભરે લટકાળી,
વદને ઉષા ઉજમાળી રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

મંદ સમીરણ સરસર સરતો,
ઘરઘર નવરંગ ભરતો રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

કોકિલ કૂજે આમ્રનિકુઞ્જે,
મધુકર ફુલડે ગુઞ્જે રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

## રાસેશ્વરી

નાચે કળા કરી નમણા કલાપી,
ઉજાણી સ્થળ સ્થળ વ્યાપી રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

સેવજો, સહજો, વધજો સુપંથે,
વ્હાલપ વરજો વસન્તે રે:
સખિ ! ફાગણ ફાલ્યો—

હૈયાની હીણપદને રોળીચોળી,
કરજો દુ:શીલની હોળી રે:
સખિ ! ફાગણ ફાલ્યો—



# વસંતને વધામણે

( રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરના બારણાં હો બ્હેન ! )

સખિ ! ચાલો જઈએ વસંતને વધામણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !
સખિ ! ચાલો ઝૂલીએ રસ પારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !

( સાખી )

ખીલ્યાં વન ને વાટિકા, આંબે આવ્યા મ્હોર;
ધીર સમીરે ધમકતી, ચોગરદમ ફૂલફોર.

સખિ ! ઉભો વસંતરાજ ગૃહબારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !
સખિ ! ચાલો ઝૂલીએ રસપારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !

( સાખી )

મોર કળાએ રાચતા, નાચે ઢળતી ઢેલ;
પંખેરૂ કલ્લોલતાં, રસની રેલમછેલ.

સખિ ! ચાલો જઈએ વસંતને વધામણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !
સખિ ! ચાલો ઝૂલીએ રસપારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !

## રાસેશ્વરી

( સાખી )

હર્ષ છવાયો સામટો, ઉલટયાં આનંદ પૂર;
જીવનમાં વહે રમ્યતા, મોંઘી મિષ્ટ મધુર.

સખિ ! ચાલો જઇએ વસંતને વારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !
સખિ ! ચાલો ઝૂલીએ રસપારણે હો બ્હેન !
ગુર્જરી આંગણે હો બ્હેન !



# વર્ષા

( વનમાં બોલે ઝીણા મોર, કોયલ રાણી કિલોલ કરે રે લોલ. )

વનમાં ગળકે ગરવા મોર,
પડઘા કુન્જે પડે રે લોલ:
વાદળ છાયાં છે ઘનઘોર,
મેહુલો ગડગડે રે લોલ—
આંબે કોયલના કલ્લોલ,
આંગણે છોળો ઉડે રે લોલ:
વરસે મેઘ મીઠો અણમોલ,
ધરતી જળે બુડે રે લોલ—
આભે વીજળીના ચમકાર,
ઝબક અજવાળાં ઝગે રે લોલ:
નીતરે ગગનથી રસધાર,
નવાણુ ભર્યાં શગે રે લોલ—
ટપકે ટપટપ નેવે નીર,
જાણે મોતી ઝરે રે લોલ:
ધરાએ ઓઢયાં લીલાં ચીર,
નિરખી નેણાં ઠરે રે લોલ—
ઉમટ્યાં વાદળ ઝૂઝયાં આભ,
વર્ષા ખૂબ ખીલી રે લોલ:
અન્ન ને જળના અદકા લાભ,
જનતા રહી ઝીલી રે લોલ—



# વીજલડી

( જો પ્રભુનો મારગ પૂછો બ્હેન, વસ્તો રસ્તો સસ્તો છે. )

ચમકારા ચમકી ખોટા બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !
કરી આસે ક્ષણિક લીસોટા બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !—

અણઉકલ્યા અક્ષર કોરી બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !
શું ચળતી ચિતને ચોરી બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !—

ઘડી વાદળદળને વીંધી બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !
જગઆંગણુ આવે સીધી બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !—

અંધાર પીછોડી ઓઢે બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !
ઘડી જાગે ઘડીમાં પોઢે બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !—

છતી અછતી પળમાં થાતી બ્હેન !
 વ્યોમવિલાસી વીજલડી !

રાસેશ્વરી

સંતાકુકડી શું રમાતી ? બ્હેન !
વ્યોમવિલાસી વીજલડી !—
તું મેઘ મહીપની દૂતિ બ્હેન !
વ્યોમવિલાસી વીજલડી !
વર્ષાની વિરલ વિભૂતિ બ્હેન !
વ્યોમવિલાસી વીજલડી !—



# પુનમ ચાંદલો

( વહેલા આવજો હો લાલ—એ ઢાળ )

પુનમ ચાંદલો, હો રાજ,
આભ અગાશીએ ઉગ્યો:
સાથે ચાંદની, હો રાજ,
શોભા શી બની, હો રાજ—

પુનમ ચાંદલો, હો રાજ,
દીવડો આકાશી એ ઉગ્યો:
ધોળ્યાં ગગનને, હો રાજ,
વાડી વનને, હો રાજ—

પુનમ ચાંદલો, હો રાજ,
ગગનના ગરવા ગોખે ઉગ્યો:
ધરણુને ધોળતો, હો રાજ,
અમી અંઘોળતો, હો રાજ—

પુનમ ચાંદલો, હો રાજ,
ચમકતો ચંદન ચોકે ઉગ્યો:
હૈયાં ઠારતો, હો રાજ,
મુખડાં સારતો, હો રાજ—

પ્રેમલ ચાંદલો, હો રાજ,
માનવ મનમંદિરિયામાં ઉગ્યો:

## રાસેશ્વરી

ઘર ઘર ચાંદની, હો રાજ,
શોભા શી બની હો રાજ—
સ્નેહલ ચાંદલો, હો રાજ,
ઉછળતો દિલ દરિયામાં ઉગ્યો:
છલકે પ્રીતડી, હો રાજ,
અમીથી મીઠડી, હો રાજ—



# પૂર્ણિમા અઢળક ઢળી

**( આવેલ આશાભર્યા—એ ઢાળ )**

દેવના ધામથી આવ્યા શશિ
ખૂલ્યા રસમંદિરના દ્વાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
અંબર રૂપેરી ધરાએ ધર્યાં
થયા અજવાળાં ઝોકાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
અધખીડયાં ચાંદનીએ ખોલ્યાં લોચનિયાં
વરસે અમૃત ધાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
ફૂલવાડીએ ફૂલ ફોરી રહ્યાં
ખીલી પોયણી અપરંપારે રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
માનવી મનડાં મ્હોરી રહ્યાં
ઉડયાં અંતરનાં અંધાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
રસરાણી શરદની પૂર્ણિમા
શા શોભીતા સજે શણગાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—
દિલેદિલમાં વસો ચારૂ ચાંદની
બનો ઉજળા જીવન વ્યવહાર રે:
પૂર્ણિમા અઢળક ઢળી—



# ચાંદની

( કંઇ ચંપકવરણી ઉષા ઉઘડી—એ ઢાળ )

ઉંચેરા આભ મિનારે રે,
ફૂલવાડી કેરા ક્યારે રે;
મને મોહવતા મલકારે રે,
મલકાતી ખીલી રસીલી ચાંદની—

સર સરિતાઓના તીરે રે,
ઉભરાતા સાગર નીરે રે;
લીલેરાં ધરતિ તીરે રે,
અણમોલી ખીલી રસીલી ચાંદની—

રૂપેરી વાડી વનમાં રે,
દુધમલિયાં બાળક તનમાં રે;
સહુ જનના તનમાં મનમાં રે,
અલબેલી ખીલી રસીલી ચાંદની—

આંગણુલે, ગૃહના ગોખે રે,
ચળકંતા ચંદન ચોકે રે,
અજવાળાં કેરા થોકે રે,
મનગમતી ખીલી રસીલી ચાંદની—

મહૂલિ, મંદિરના દ્વારે રે,
સુખ શાન્તિને અવતારે રે;

## રાસેશ્વરી

રસ રાસ મીઠા લલકારે રે,
  ઘુઘુગરવી ખીલી રસીલી ચાંદની—
અમૃત ફુવારા શીળા રે,
મલયાનિલ વહેતા ધીરા રે;
પોઢયા પારણિયે વીરા રે,
  અમી ઝરતી ખીલી રસીલી ચાંદની—



# વાદળીને વિનતિ

( ચકલી ત્હારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો )

વ્યોમ વિહારિણી વાદળી ! સ્નેહ સરવર ભરતી;
ચાલી ક્યાં આમ ઉતાવળી, ભલી ભીંજવી ધરતી ?—

આવ અગાશીએ બેસવા, નાખું બાજોઠ વ્હેની !
ત્હારા જેવી મ્હારી માવડી, વ્હાલી વ્હાલપ ભીની—

હેત હજી એનું હોઠમાં, દૂધ દાંતમાં જાણે;
ખોળલે ખેલતી ખંતથી, હજી કાલને વ્હાણે—

પીયરનાં પ્રેમબંધનો, બાળ ખેલણાં છોડી;
સાસરવાસે હંકારતી, લાવી જીવન હોડી—

સાસુજી સ્નેહ સોહામણા, માતા જેવાં જ મીઠાં;
તાત સરીખા સાસરે, મ્હારા સસરાજી દીઠા—

સલુણો સુકાની સાહ્યબો, મ્હારૂં નાવડું દોરે;
ગૃહના ગુલ્ઝારે પ્રેમની, શીળી ફોરમ ફોરે—

દુઃખ નથી કશી વાતથી, સુખ સ્નેહ સવાયાં;
ત્હોય વિસારી ન વિસરે, મીઠી મહિયર માયા—

પ્રેમનાં પૂર વહી રહ્યાં, નથી ઉણપ કાંઈ;
પિયરનાં સ્મરણો રહે, ત્હોયે અંતર છાઇ—

હેમહિંડોળે હીંચવા, મ્હારાં અંતર ઘેલાં;
માતાને કહેજે મીઠડી ! તેડાં મોકલે વ્હેલાં—



# મલકાતો આવે મોરલો

( છલકાતું આવે બેડલું-એ ઢાળ )

મલકાતો આવે મોરલો,
લચકાતી આવે ઢેલ:
રે મલકાતો આવે મોરલો—

કંઇ આભ તણા ઓવારેથી મલકાતો આવે મેહુલો,
રેલાતી રસની રેલ:
રે મલકાતો આવે મોરલો—

શણગાર સજી સોહાગી રે મલકાતી આવે માનુની,
છલકાતી આવે હેલ:
રે મલકાતો આવે મોરલો—

ભીંજાતું હરખે હૈયું રે ભીંજાતું ભીતર ભાવથી,
ઉભરાતું ઉર અલબેલ:
રે મલકાતો આવે મોરલો—

ભીંજાતી અંબર ઓઢણી ભીંજાતો સેંથો સોહલો,
ટપટપ ટપકે ધીમી ધાર:
રે મલકાતો આવે મોરલો—

સ્નેહામૃત કેરી છલકે રે છલકાતું જીવન બેડલું,
રસ ઝીલો ઝીલણહાર:
રે મલકાતો આવે મોરલો—



# રઢીઆળી રાત

**( રાજ લીલાં મોતી ને હીર દોરિયું ને મળતો. )**

ઉગમ્યા રસેશ ખીલી રસરાતડી,
ભરી અણુલખ ભાવે છાતડી રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
હૈયું હેલે ચડયું રહે નહિ હાથમાં,
રાખું માંડ માંડ આશાની બાથમાં રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
પાંપણો ઉજાગરે પોપચે ચોંટી,
કરે નીંદરડી કારમી કસોટી રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
ચાંદરણાં ફૂપલાં ચડયાં નભચોકમાં,
ઉગ્યા પ્રેમચંદ્ર અંતર ગોખમાં રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
ઓરડે એકાકી ભાળું વ્હાલમની વાટડી,
ઉર થરપે નવ, વાધે રાતડી રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
બારણે સમીર કરે નોખનોખ નોરાં,
જાણે પિયુ અંગુલિ ટકોરા રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—
મનને મૂંઝાવતી મૂંઝવણ મીઠડી,
આજેય અંતરે સ્મૃતિ જડી રે:
 રઢીઆળી રાત મ્હારા હૃદયામાં હીંચતી—



# પીયરનો પોપટ

**( ઓધવજી સંદેશો કહેજો શ્યામને )**

પીયરનો પોપટડો બોલે બારણે,
મધ મીઠડલા વ્હાલા લાગે વેણ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

ડોલરિયો ડોલંતો આવ્યો આંગણે,
મલપંતો લાગે અઢળક સુખ દેણ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

લાવ્યો મહિયરનાં એ સ્મરણાં મીઠડાં,
સ્નેહ ભરેલા લાવ્યો ફૂલના થાળ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

માતાની આશિષની લાવ્યો રાખડી,
પ્રીત પ્રસાદી બાપુજીની રસાળ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

બ્હેનીનાં લાવ્યો રસ ઝરણાં હેતનાં,
ભાભલડીના ભાવ તણા ભંડાર જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

બાલપણાંનાં લાવ્યો મધુરાં સોણલાં,
બ્હેનપણીની જગવી ઉરમાં યાદ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—

લાવ્યો ફોરમ મહિયરના ફૂલ બાગની,
લાવ્યો લાવ્યો વ્હાલપના વરસાદ જો:
પીયરનો પોપટડો બોલે બારણે—



# પુત્ર જન્મ

( રાજ લીલાં મોતીને હીર દોરિયું ને મળનો. )

આજ મોતીડે વરસ્યો મેહુલો,
જીવન દીવડો આજ પ્રગટયો ભલો રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

કહાન કુંવર ઝૂલે પારણે,
આજ રત્નાગર રેલ્યો મ્હારે આંગણે રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

અમર બિરદો બોલાય મ્હારે બારણે,
બાળપુષ્પ પર જાય સહુ વારણે રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

આજ આનંદની અવધિ થઈ,
નહિ ઓછપ કોઇ વાતની રહી રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

હૈયાં મ્હારાં ભર્યાં મલયાનિલે,
નવ પોરસ સમાય દિલે દિલે રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

ખીલી ચાંદની કળા તે સોળે સોળમાં,
હડું હીંચે છે હર્ષના હિંડોળમાં રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

## રાસેશ્વરી

મ્હારૂં પ્રાણપુષ્પ સો વસંત મ્હોરજો,
જીવન સૌરભ જગમાં ફોરજો રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—

રૂડાં કરજો રખોપલાં જગદ્ધરી,
ચાચું અંબિકા ! પાલવ પાથરી રેઃ
કહાન કુંવર ઝૂલે પારણે—



# મ્હારૂં ફૂલ

( જો પ્રભુનો મારગ પૂછો બ્હેન, વસ્તો રસ્તો સસ્તો છે. )

ફૂલ મ્હારે ફોરમ ફોરે બ્હેન !
જીવન પેરે જાળવતી:
મઘમઘતું નિશદિન મ્હોરે બ્હેન !
જીવન પેરે જાળવતી:—
એ આવ્યું નંદનવનથી બ્હેન !
જીવન પેરે જાળવતી:
બહુ વ્હાલું છે ત્રિભુવનથી બ્હેન !
જીવન પેરે જાળવતી:—
ફૂલદડે રમે રસરાતાં બ્હેન !
જીવન પેરે જાળવતી:
જગત્રાતા ને જગમાતા બ્હેન !
જીવન પેરે જાળવતી:—
ત્રમઝટ ફુલડાંની બોલે બ્હેન !
જીવન પેરે જાળવતી:
એક પુષ્પ પડયું મુજ ખોળે બ્હેન !
જીવન પેરે જાળવતી:—
દિલ દેખત મ્હારૂં મોહ્યું બ્હેન !
જીવન પેરે જાળવતી:

## સમેશ્વરી

ઉરમાળામાં મ્હેં પ્રોયું બ્હેન !
જીવન પેરે જાળવતીઃ—
પ્રિયતમની પ્રેમ પ્રસાદી બ્હેન !
જીવન પેરે જાળવતીઃ
પ્રભુ ભેટ, પ્રણયની યાદી બ્હેન !
જીવન પેરે જાળવતીઃ—



# રાજહંસ

( હાંરે કોઇ માધવ લ્યો માધવ લ્યો—એ ઢાળ. )

રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો,
હાંરે જગતભરમાં એવો ન બીજો દીઠો:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—

હાંરે મ્હારા માનસરે રમનારો,
સ્નેહ મોતીડાંનો ચરનારો:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—

હાંરે એના ઉડણાં આભને આરે,
એનાં બેસણાં હૈયાને ક્યારે:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—

હાંરે એનાં ખેલણાં અંતર ઠારે,
આવ્યો દેવદૂત મ્હારે દ્વારે:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—

હાંરે એનાં વેણુલાં વ્હાલપ ઘેલાં,
એનાં નેણુલાં અમૃત ભરેલાં:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—

હાંરે લઉં વારણાં વીરનાં વ્હાલે,
અમર ચાંદલો ચોડું ભાલે:
રાજહંસ મ્હારો મીઠો મ્હારો મીઠો:—



# બાલુડી

(ભવ સાગર ગાજે.)

પુલડાં ભરી ફૂલછાબડી છલકે,
બાલુડી નિર્મળ મલકે રેઃ
ફૂલછાબડી છલકેઃ—

કાલુડે બોલડે મોતી વેરાતાં,
વેણુ અમી લ્હેરાતાં રેઃ
ફૂલછાબડી છલકેઃ—

એકજ મરકલડે મન મોહે,
મરક મરક મુખ સોહે રેઃ
ફૂલછાબડી છલકેઃ—

ભવ્ય કપાળે ટીલડી ટમકે,
લોચને ચાંદની ચમકે રેઃ
ફૂલછાબડી છલકેઃ—

દૂધલા દાંતે હીરાકણિ હારે,
તરવરે વારે વારે રેઃ
ફૂલછાબડી છલકેઃ—

પગમાં ઝાંઝરીઆં, કંકણુ કાંડે,
કુંકુમ પગલી માંડે રેઃ
ફૂલછાબડી છલકેઃ—

બાલુડી રમત રમે રઢીઆળી,
ફૂદડી ફરે પાડે તાળી રેઃ
ફૂલછાબડી છલકેઃ—
સુંદર સેંથી, ટીચુકડી વેણી,
ઓઢણી ઓઢે મજેની રેઃ
ફૂલછાબડી છલકેઃ—
હીંચોળે હાંસે, હસી હસી વ્હાલા
વીરને ગાતી હાલાં રેઃ
ફૂલછાબડી છલકેઃ—



# નાવણ

( એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે )

મીઠું માનસર મંદમંદ મલપતું રે,
ત્રાંબાકુંડી છલબલ છલકાય:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

ધવલ દૂધને દૂધમલ બાળુડો રે,
એનાં મૂલ્યાં ન મૂલ્ય મૂલાય:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

આજ ચંદનના બાજોઠ બેસણું રે,
અમર વેલી સમાન અંગ વેલ:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

કપૂર કસ્તૂરી, કેસર કેળવ્યાં રે,
મ્હેકે શીળી સોરમ અલબેલ:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

સ્નેહ ચાંદનીનાં અમૃત ઢાલવ્યાં રે,
પ્રેમ દિનમણિના દિવ્ય પ્રકાશ:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

પોષ્યા જીવનના આશ અભિલાષને રે,
માંહિ પૂર્યા મોંઘેરા ઉલ્લાસ:
કહાન કુંવરને નાવણ દૂધનાં રે—

ચારે દિશામાં પાયા ચાર પાટના રે,
કરે રક્ષા ચારે દિગ્પાલઃ
કહાન કુંવરને નાવણુ દૂધનાં રે—
હું તો હોંસે હોંસે અંઘોળતી રે,
મ્હારાં ઉભરાય ઉરનાં વ્હાલઃ
કહાન કુંવરને નાવણુ દૂધનાં રે—
કેશે સીંચી ફૂલેલ તેલ ધમકતાં રે,
ભાલે ટીલડી ચોડી ચિત્તચોરઃ
કહાન કુંવરને નાવણુ દૂધનાં રે—
લઉં મીઠડાં, અખંડ તપો આંગણે રે,
રાજ હંસલ ચંદ્ર કિશોરઃ
કહાન કુંવરને નાવણુ દૂધનાં રે—



# ચાંદલાને

( ચકલી ત્હારા ખેતરમાં મ્હેં ઝીંઝવો વાવ્યો )

ચાંદની સહચર ચાંદલા !
  આજ ઉગજે વ્હેલો:
તારક ઝુમખાં ઝળાંઝળાં,
  સંગે લાવજે વ્હેલો—
આવજે ચંદ્ર ! ઉતાવળો,
  રેલજે રસ રેલો:
તું વિણુ બાળુડો બ્હાવરો,
  આજ ઉગજે વ્હેલો—
મ્હારો મનોરમ બાળુડો,
  આજ રમણે ચડેલો:
કીર્ત્તિ કોહીનૂર કાનુડો,
  જીવ જીવને જડેલો—
ડોલર ડગલીઓ માંડશે,
  આજ ખેલશે ખેલો:
પ્રેમલ પગલી પાડશે,
  આજ ઉગજે વ્હેલો—
લાલને લટકે રીઝજે,
  આજ ઉગજે વ્હેલો:
સોળ કળાએ ખીલજે,
  આજ ઉગજે વ્હેલો—

પંથ એના અજવાળજે,
  આજ ઉગજે વ્હેલો:
અમૃત આંખમાં ઢાળજે,
  આજ ઉગજે વ્હેલો—

નયનોમાં ઓજસ આંજજે,
  આજ ઉગજે વ્હેલો:
શ્રેય શિશુનું સાજજે,
  આજ ઉગજે વ્હેલો—

મોસાળામાં અપનાવજે,
  એ તો ભાણેજો ત્હારો:
અમૃતમંત્ર ભણાવજે,
  કુળતારણ મ્હારો—

લાવજે, વીર ! વધામણાં,
  રૂડા ગેંદ ને ગેડી:
લેવાને લાવજે વારણાં,
  ભલાં ભાભીને તેડી—



રાગેશ્રી

# રૂડી રક્ષજે

( રાજ બીબાં મોતી ને હીર દોરિયું ને મળતો. )

દેવી ! રક્ષજે મ્હારી ફૂલવાડી,
દયા દાખવી માડી ! દાડી દાડી રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—

કરજે એવાતણુની રખેવાળી,
રાખી હીમખીમ ઉર રસમાળી રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—

મ્હારાં ફુલડાં દુધમહ્યુ ગોરાં ગોરાં,
મ્હારે ખોળલે વ્હાલાં મ્હોર્યા રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—

શીળા હૈયાના હાર ને તોરા,
એનાં મંગલ રાખજે મ્હોરાં રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—

મ્હારો મ્હેકે જીવન બગીચો,
મ્હેં તો હૈયાના હીરથી સીંચ્યો રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—

જગ જનની તું, હું કુળમાતા,
બન માતા ! સદા સુખદાતા રે:
રૂડી રક્ષજે મ્હારી ફૂલવાડી—



# ભાણેજડાં

( ચકલી લ્હારા ખેતરમાં ર્‌હે ઝીંઝરો વાવ્યો )

વાડી ખીલી ફૂલ રોપલે,
જ્યાં ગુલાબના ક્યારા;
ગાતાં ગુલાબે ખુલૂખુલો,
એવાં ભાણેજાં મ્હારાં:—
કંથના નયનની કૌમુદિ,
મ્હારાં નણદલ ન્યારાં;
નણદીની જીવન જ્યોત શા,
ભાણેજડાં મ્હારાં:—
બાંધતાં અમ્મર રાખડી,
અલાબલા હરનારાં;
નણદીના નેહધજાગરા,
ભાણેજડાં મ્હારાં:—
ભાળતાં ભાવ ભભૂકતો,
ભલાં ગુણીઅલ ગોરાં;
નમ્ર, સરલ, સ્નેહ સોહ્યલાં,
ભાણેજડાં મ્હારાં:—
આંખડીથી અમી નીતરે,
હૈયે હર્ષ ફુવારા;
મુખડે મોતીડાં મ્હોરતાં,
ભાણેજડાં મ્હારાં:—

"મામા" "મામી" ઉચ્ચારતાં,
 ઓછાં ઓછાં થનારાં;
વેણે વેણે ફૂલ ફોરતાં,
 ભાણેજડાં મ્હારાં:—

આંગણાં અરઘ્યાં, અમૃતે,
 વરસે મેઘની ધારા;
આવતાં મલપતા મંદિરે,
 ભાણેજડાં મ્હારાં:—

વ્હાલે વધાવ્યાં વ્હાલીડાં,
 સોના કળશ ઉતાર્યાં;
સ્થાપ્યા હૈયાના હારડે,
 ભાણેજડાં મ્હારાં:—





૪

# ટીલડી

**( ભજ લીલાં મોતી ને હીર હોરિયું. ને મળતો. )**

આકાશે લાલ બાલ રવિરાજ રાજતા,
ત્રિભુવનને તેજ છોળે છાજતા રેઃ
        ગોરાં લલાટે દીપે ગોરી ટીલડી—

ખીલી પોયણી તળાવે અલબેલડી,
બાગે અરઘે ગુલાબી ગુલછડી રેઃ
        ગોરાં લલાટે દીપે ગોરી ટીલડી—

હેમ કંકાવટીમાં કંકુ સોહાગના,
મહીં ઘૂંટયા બરાસ અનુરાગના રેઃ
        ગોરાં લલાટે દીપે ગોરી ટીલડી—

અંગુલિનાં અમૃત મેળવી વ્હાલમાં,
ચોડયો પ્રેમલચંદ્રક ભાલમાં રેઃ
        ગોરાં લલાટે દીપે ગોરી ટીલડી—

મુખડું નિહાળું સન્મુખ ધરી આરસી,
છબી ચાંદલે પ્રિયતમની વસી રેઃ
        ગોરાં લલાટે દીપે ગોરી ટીલડી—



# વેણી

(રાગ લીલાં મોતી ને હીર હોરિયું. ને મળતો.)

મ્હારે આંગણિયે કેવડો ઉગિયો,
ધમકે ધમક ચોમેર રેઃ
મ્હારે આંગણિયે કેવડો ઉગિયો—

મ્હારે આંગણિયે ગુલાબ છોડવો,
ગોરાં ફૂલની લીલા લ્હેર રેઃ
મ્હારે આંગણિયે ગુલાબ છોડવો—

મ્હારે આંગણિયે ખીલ્યો બટમોગરો,
તારાકણિ શો ઉજાસ રેઃ
મ્હારે આંગણિયે ખીલ્યો બટમોગરો—

મ્હારે આંગણિયે ચંપો મ્હોરાય છે,
સોરાય મીઠી સુવાસ રેઃ
મ્હારે આંગણિયે ચંપો મ્હોરાય છે—

મ્હારે આંગણિયે માલતી મ્હેકતી,
બોરસરીની મીઠાશ રેઃ
મ્હારે આંગણિયે માલતી મ્હેકતી—

કેવડાની પાંદડીએ ગૂંથ્યાં મનમાનતાં,
ભાતભાતનાં રસફૂલ રેઃ
કેવડાની પાંદડીએ ગૂંથ્યાં રસફુલડાં—

સોહાગ વેણી સોહે અલબેલડી,
વેણી પર દિલડું ડૂલરેઃ
અંબોડલે સોહે વેણી અલબેલડી—



# રસમાલણીને

( ભલે શુકન થાય સારાં, આનંદ છે રે લોલ. )

સ્નેહવાડીની સુહાગી, રસમાલણી રે લોલ;
આજ વેણુ લઉં માગી, રસમાલણી રે લોલ—

આજ મંગળ ઘડી મ્હારે, રસમાલણી રે લોલ;
વધુ મંગળ કરવી ત્હારે, રસમાલણી રે લોલ—

વીણ રૂપાળાં ફૂલો, રસમાલણી રે લોલ;
હાર ગૂંથજે અમૂલો, રસમાલણી રે લોલ—

ગૂંથ ગજરાનો ગોટો, રસમાલણી રે લોલ;
જગે જેનો નહિ જોટો, રસમાલણી રે લોલ—

લાવ ફૂલછાબ ન્હેલી, રસમાલણી રે લોલ;
આવ સત્વરે સાહેલી ! રસમાલણી રે લોલ—

ઘેર પિયુ પધારે આજ, મ્હારે, રસમાલણી રે લોલ;
સત્કારવા ફૂલના સત્કારે, રસમાલણી રે લોલ—



રાસેશ્વરી

# લીલવણી

( આંખાં આંબરી મ્હારાં ઝાડવાં રે ને મળતો )

લીલુડા દ્રાક્ષના માંડવા રે,
લીલા સરિતાના તીરઃ
ટહુકે કલાધર મોરલા—

લીલાં પનિહારીનાં બેડલાં રે,
લીલે સેંથલે લીલાં ચીરઃ
ટહુકે કલાધર મોરલા—

લીલી મેંદિની પાંદડી રે,
લીલી લીલી તે નાગરવેલઃ
ટહુકે કલાધર મોરલા—

લીલા વેણીનાં ફુલડાં રે,
લીલા હીર દોરે ગૂંથેલઃ
ટહુકે કલાધર મોરલા—

લીલમ લીલી લીલોતરી રે,
લીલો ચંદ્રક લલાટે છેલઃ
ટહુકે કલાધર મોરલા—

લીલાં તે મ્હારાં ઓઢણાં રે,
લીલા નુપૂરના ઝણકારઃ
ટહુકે કલાધર મોરલા—

## રાસેશ્વરી

લીલાં રસીલાં ઉર ઉજળાં રે,
લીલા હૈયા કેરા હારઃ
ટહુકે કલાધર મોરલા—

લીલી તે વનની વાટડી રે,
લીલાં પાદર ને સીમઃ
ટહુકે કલાધર મોરલા—

લીલુડે છોગે પિયુ પેખતાં રે,
થાય હૈડાં ઠરીને હીમઃ
ટહુકે કલાધર મોરલા—



રાસેશ્વરી

# મેહુલા વરસે

( ભવસાગર ગાજે )

દામિની દમકે ને ટહુકે મોરલિયા,
અમૃત રસથી રસિયા રેઃ
મીઠા મેહુલા વરસે—

પિયુ બોલે ને દિલ મ્હારૂં ડોલે,
હીંચકું હર્ષ હીંડોળે રેઃ
મીઠા મેહુલા વરસે—

ઘેર ઘુમ્મટ નભના ઘેરૂં ગાજે,
પ્રિયતમ વેણુ વાજે રેઃ
મીઠા મેહુલા વરસે—

સતત સરે સરસર જલઝરણી,
વ્હાલમ વ્હાલની સરણિ રેઃ
મીઠા મેહુલા વરસે—

ધરણુ પ્રફુલ્લ ઝીલે રસસેરો,
આનંદ ઉરમાં ઘણેરો રેઃ
મીઠા મેહુલા વરસે—

પોંખતાં સ્નેહ સુધારસ ધારો,
સાર્થક મુજ જન્મારો રેઃ
મીઠા મેહુલા વરસે—



# લ્હેરાય નીર

**( કોને કોને બારણે બોલે છે મોર ને મળતો )**

ગંગાનાં ન્હોળાં લ્હેરાય નીર,
લ્હેરાય નીર ભરી મોતીડે તીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**

સોળ શણગાર સજી પાણીડાં સંચરી,
મંદ મંદ વાયે મીઠો સમીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**

હીર હીંઢોણી, સોનલા બેડલું,
સોહાય ફુલડે ગૂંથેલ શીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**

બેડલું ભર્યું ન ભર્યું, કાંઠડે ડોલતા,
આવ્યા ડોલરિયા નણદીના વીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**

ભૂલી હું ભાન, ભૂલી પનઘટનાં પાણીડાં,
છોળે ભીંજાણું હીરનાં ચીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**

હૈડું ન હાથ રહ્યું, પ્રેમના પ્રવાહે વહ્યું,
નિરખ્યા કરું પિયુ મુખની તસ્વીર:
ગંગાનાં ન્હોળાં લ્હેરાય **નીર—**



રાસેશ્વરી

# નેહલ નાવલિયો

( ફોરે ફુલડાં રે, જેવ બાગ બગીચે )

આભે જેવા રે, તારા તરવર ચળકેઃ
તેજે એવા રે, નાથ આંખડી મલકે—

ગરવા ગુલાબે રે, મીઠાં માધુર્ય વિકસેઃ
ઉર છાબે રે, કંથના સ્મિત વિલસે—

બુલ્‌બુલ્‌ બાગે રે, ગાતું મસ્ત સુરીતેઃ
વ્હાલો લાગે રે, વ્હાલમ પ્રણય સંગીતે—

શશિ નિરખી રે, ખીલે કુમુદ આનંદેઃ
હું તો હરખી રે, ડોલું પિયુ મુખચંદ્રે—

ભવતરણિ રે, મ્હારો બેલી બળિયો છેઃ
સ્વર્ગની સરણિ રે, નેહલ નાવલિયો છે—

રસિક દાંપત્યે રે, રહીએ રોજરોજ રાજીઃ
આત્મ ઐક્યે રે, ખેલીએ જગબાજી—



# મલકાતી આવે વાદળી

( છલકાતું આવે બેડલું-એ ઢાળ )

મલકાતી આવે વાદળી,
છલકાતું જીવન નીરઃ
રે મલકાતી આવે વાદળી—
બહુ ભાવ ભરી મીઠડલી રે રસઝરતી આવે **વાદળી,**
ભાતીંગળ ભીંજવે ચીરઃ
રે મલકાતી આવે વાદળી—
બહુ હસમુખ હર્ષ ભરેલી રે હરખાતી આવે **વાદળી,**
હરખાતા હૈયા હીરઃ
રે મલકાતી આવે વાદળી—
બહુ ઉર્મિ ભરી ઉજમાળી રે ઉભરાતી આવે **વાદળી,**
સોહાતા સ્નેહ સમીરઃ
રે મલકાતી આવે વાદળી—
બહુ ઉમંગ રંગે ઉજળી રે થનગનતી આવે **વાદળી,**
થનગનતા નણુદલ વીરઃ
રે મલકાતી આવે વાદળી—
સુર ગંગા શી સોહાગીરે લ્હેરાતી સરિતા **સ્નેહની,**
છલકાતાં જીવન તીરઃ
રે મલકાતી આવે વાદળી—



# ભીંજાય ચુંદડી રે

( વા વાયા ને વાદળ ઉમટયાં રે—એ ઢાળ )

આભમાં વાદળ ફરતાં ફૂદડી રે,
ગાજે મેહુલિયો ગંભીર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—
ટપટપ મોતી દાણા ટપકતા રે,
ઝરમર ઝરમર વરસે નીર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—
આછી ઘેરી ચમકે વીજળી રે,
આછા આછા વાય સમીર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—
ટહુકે કોયલ, ટહુકે મોરલા રે,
ટહુકે માનવ મનમંદિર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—
ડોલે દંપતિ દિલડાં દોહ્યલાં રે,
વિરહી મળવા થાય અધીર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—
મનોરમ વરસે રસ ધારાવડી રે,
હૈયા હીરલા નણદલ વીર:
નવરંગ ભીંજાય મ્હારી ચુંદડી રે—



# ઝોંકો

( એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે લોલ. )

હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે,
મ્હારે અંતરે કાંઈ કાંઈ થાય:
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
મ્હારૂં હૈયું રહે નહિ હાથમાં રે,
ઉર મ્હારૂં ન ઝાલ્યું ઝલાય:
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
હું તો ભૂલી ઘરબાર, ભૂલી ભાનને રે,
કશું ત્હારા વિના ન દેખાય:
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
એક ત્હારૂં જ ધ્યાન મનોમંદિરે રે,
જપમાળા ત્હારીજ જપાય:
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
પડે ચેન લગીર ન ચિત્તમાં રે,
મ્હારૂં હૈયું હરી ક્યાં જાય?
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
વ્હાલા! ઉતારણહાર તું એકલો રે,
પ્રેમ અમૃત એક ઉપાય:
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—
અલબેલા! ઉતાવળો આવજે રે,
વ્હાલમ વ્હોણા દિવસ કેમ જાય?
હિલે ઝોંકો લાગ્યો ત્હારા સ્નેહનો રે—



રાસેશ્વરી

# વિરહ

( મોર બોલે મધુરી રાત રે, નીંદરા નાવે રે—એ ઢાળ. )

મોર ગળકે મધુરી રાતે, વિરહ વેણુ વાગી રે;
ત્હારા ભણકારા આવે ભલિભાતે, હું ઝબકીને જાગી રે—
મોર ટહુકે ને દિલ ઉધડકે, મનાવ્યું ન માને રે;
બળે કાળજું વિજોગને ભડકે, સમજતું ન સાને રે—
ગયો શિયાળો શીત વરસાવી, હૈયાં હીબકાવી રે,
પળ્યો ઉનાળો લૂથી પીગળાવી, દિલડાં દૂભાવી રે—
આવ્યો અષાઢીલો મહારાજ, ગગનને ગજાવીરે;
દીધા ધરણિને લીલેરા સાજ, રૂડેરા સજાવી રે—
મળ્યાં દૂર દૂરનાં વસનારાં, અભેદે ભાવ્યાં રે;
ભળ્યા નેત્રમાં નેત્રના સિતારા, વિયોગ વોળાવ્યા રે—
વીત્યા વાયદાને વીત્યા કોલ, વરષો પિયુ ! વીતી રે;
મ્હારૂં હૈયું તો હાલકલોલ, આવીજ વ્હાલા ! પ્રીતિ રે ?—
મ્હારૂં ચિતડું ચીરાય પડે ચીરા, નેણે નીર ખૂટે રે;
હાવાં આવો નણદલના વીરા, વિજોગ તો તૂટે રે—



# દીવડો

( આજે સપનામાં મ્હેં ડોલતો કુંઅર દેખ્યો જો. )

શગે બળે પ્રેમદીવડો ઘરને ટોડલે રે,
　ઓરડે ઓરડે ઉજાસ કે દીવડો શગે બળે રેઃ
આભા એની આભલિયે ઉડી અડતી રે,
　ત્રણે ભૂવનમાં પ્રકાશ કે દીવડો શગે બળે રે—
પૂર્યાં દીવેલ અમૃતનાં કાળજાના કોડીએ રે,
　હૈયાના હીરની વાટ કે દીવડો શગે બળે રેઃ
પધરાવી દીવડે ચાંદની ચાંદાની જોડલી રે,
　સૂરજના ઝળહળ ઠાઠ કે દીવડો શગે બળે રે—
દીવડે નવલખ તારલા તગતગતા તેજે રે,
　ટમકારે ઉભરે ઉલ્લાસ કે દીવડો શગે બળે રેઃ
રાતે ઝગે, ઝગે દિનદિન અંતર ગોખે રે,
　ચિર જીવનના વિલાસ કે દીવડો શગે બળે રે—
દીવડે દેવોની મંગલ શુભાશિષ મલકે રે,
　રમારમેશ અનુરાગ કે દીવડો શગે બળે રેઃ
દીવેટે અમરોની અરઘે અમરતા અમોલી રે,
　જગજ્જનનીના સોહાગ કે દીવડો શગે બળે રે—



# સ્નેહીના સંભારણાં

( વા વાયા ને વાદળ ઉમટયાં રે—એ ઢાળ )

**ઢળ** હાલ્યાં ને વાદળ ઉમટયાં રે,
કરે વીજલડી ચમકારઃ
હૈયે ચમકે સ્નેહીનાં સંભારણાં રે—

**ગાજે** મેહુલો આભના ગોખથી રે,
કરે મોરલિયા ટહુકારઃ
હૈયે ટહુકે સ્નેહીનાં સંભારણાં રે—

**મન** મોહે લલિત લીલોતરી રે,
સ્થળે સ્થળમાં નવા શણગારઃ
હૈયે સોહે સ્નેહીનાં સંભારણાં :રે—

**ધીમી** ધારે મોતીડાં ટપકતાં રે,
ઝીલે ધરણિ અમી રસધારઃ
હૈયે ઝરતાં સ્નેહીનાં સંભારણાં રે—

**જળબિન્દુ** અપાર નભ નીતરે રે,
ત્રૂઠયા આભ મણા ન લગારઃ
અઢળક ઢળતાં સ્નેહીનાં સંભારણાં રે—

**છલ્યાં** સરોવર, સાગર છલકિયા રે,
ઉરગંગામાં અપરંપારઃ
મીઠા છલકે સ્નેહીનાં સંભારણાં રે—



# અઞ્જલિ

( રાજ લીલાં મોતી ને હીર દોરિયું, ને મળતો )

સ્નેહના સાગરે મોતી ઉભરાય છે,
સાચાં ને પાણીદાર રે:
મોતીડે અઞ્જલિ છલકી જાય છે—

સ્નેહના બાગમાં મનગમતાં ઝાડવાં,
ફૂલગોટા ઝમઝોકાર રે:
ફુલડાંથી અઞ્જલિ છલકી જાય છે—

સ્નેહના આભમાં તારલાની હારડી,
રૂડા એના ચમકાર રે:
તારલાથી અઞ્જલિ છલકી જાય છે—

ચાંદની અમી ભરી ખીલે રંગમાં,
રૂપરૂપના અંબાર રે:
અમૃતથી અઞ્જલિ છલકી જાય છે—

સ્નેહની કુઞ્જમાં પંખી કલ્લોલતાં,
હરખભર્યા ટહુકાર રે:
ઉમળકે અઞ્જલિ છલકી જાય છે—

સ્નેહમંદિરે રસદેવને વધાવું,
વ્હાલમોતીડે હૈયા હાર રે:
મોતીડે અઞ્જલિ છલકી જાય છે—



# હૃદયનાં હેત

( રઘુપતિ રામ હૃદયમાં રહે જો રે—એ ઢાળ )

હૃદયનાં હેત છે રઢિયાળાં રે:
હેડે હૈડાના મેળ રસાળા—ટેક

વણ બોલાવ્યે વાણીની ધારા રે,
દિલે દિલ માંહી ધબકારા રે:
એવાં હૈયાનાં ખેંચાણ ન્યારાં—હૃદયનાં

નેત્રે નેત્ર મળે અણધાર્યાં રે,
જાગે હૈયે રસીલાં રૂપાળાં રે:
સ્નેહ ચાંદનીનાં અજવાળાં—હૃદયનાં

મીઠા ઉમળકા ઉભરાતા રે,
મીઠા વાયરા પ્રેમળ વાતા રે:
મીઠા પ્રીતિનાં ગીત ગવાતાં—હૃદયનાં

મુખે મરકલડાં મલકાતાં રે,
સ્મિત સરવરિયાં છલકાતાં રે:
સ્નેહ મૂર્ત્તિ સન્મુખ થાતાં—હૃદયનાં

મળ્યાં મનડાં પછી શી ખામી રે,
સ્નેહ જાદુની જુક્તિ જામી રે:
રહે ત્યાં સુખ સતત વિરામી—હૃદયનાં

સ્નેહી સ્મરણે અંતર રાચે રે,
પ્રિય દર્શને અધિક ઉલ્લાસે રે:
હરખે થનગન થનગન નાચે—હૃદયનાં

પ્રેમ પારસમણિ સંસારે રે,
અમ્મર વેલ એ તો ભવઆરે રે:
સ્નેહ સંસારે સ્વર્ગ ઉતારે—હૃદયનાં



# પ્રીતિ

( રઘુપતિ રામ હૃદયમાં રહે જો રે-એ ઢાળ )

મળે મન ત્યાં જ મન મેળવીએ રે:
ભળતા દિલમાં દિલ ભેળવીએ—ટેક

મીઠો સાગર જ્યાં છલકાતો રે,
સ્નેહ ઉમળકે ઉભરાતો રે:
ઉર સરિતાનો સંગમ થાતો—મળે મન

ચંદ્ર ઉદયે ચાંદની ચમકે રે,
રવિ દર્શને પોયણી હરખે રે:
મોંઘા મિલને મનડાં મલકે—મળે મન

જ્યાં ઉરનાં આકર્ષણ મ્હોરે રે,
દિલડાનો દોર જ્યાં દોરે રે:
ત્યાં જ સ્નેહની ફોરમ ફોરે—મળે મન

રૂડા માંડવે ઢળતી વેલી રે,
આંબે કોયલ રસ રહે રેલી રે:
પ્રીતિ પાત્રમાં પ્રીતિની હેલી—મળે મન



# પ્રેમદિક્ષા

( લ્યો લ્યો પાન બીડાં )

મીઠી મંદાકિનીને તીર, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
જ્યાં મોતીડે છોળાય નીર, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ—
ચૂમે ધરણિને ચાંદનીનાં ચીર, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
આભ મંડપની છાંયમાં રૂચિર, લ્યો લ્યો પ્રેમદિક્ષા—
રવિ રાજાના રૂડલાં રાજ, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
ગાજે વાજે છે સ્નેહના સાજ, લ્યો લ્યો પ્રેમદિક્ષા—
માન સરવર હીલોળા ખાય, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
રાજહંસ પર વારી જાય, લ્યો લ્યો પ્રેમદિક્ષા—
ખીલ્યા બાગબગીચા રસાળ, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
સદા સહુને આપે ફૂલ થાળ, લ્યો લ્યો પ્રેમદિક્ષા—
કરે કોયલ મોર કલ્લોલ, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
વાય વાયુ મીઠા અણમોલ, લ્યો લ્યો પ્રેમદિક્ષા—
જગ આંગણે જગાવી અહાલેક, લ્યો લ્યો પ્રેમદિક્ષાઃ
સાચો સોહાવો સ્નેહનો લેખ, લ્યો લ્યો પ્રેમદિક્ષા—



# વીરને પારણે

કોયલ ટહુકે રે, વીર મ્હારાને પારણે;
ઘુઘરી ઘમકે રે, વીર મ્હારાને પારણે—

તારલા ટમકે રે, વીર મ્હારાને પારણે;
ચાંદની ચમકે રે, વીર મ્હારાને પારણે—

બુલબુલ બોલે રે, વીર મ્હારાને પારણે;
મોરલા ડોલે રે, વીર મ્હારાને પારણે—

ફુલડાં ફોરે રે, વીર મ્હારાને પારણે;
બગીચો મ્હોરે રે, વીર મ્હારાને પારણે—

વાયુ હીંચોળે રે, વીર મ્હારાને પારણે;
ચામર ઢોળે રે, વીર મ્હારાને પારણે—

નીંદરડી આવે રે, વીર મ્હારાને પારણે;
ખોળલે ખેલાવે રે, વીર મ્હારાને પારણે—

નેણુલાં નમાવે રે, વીર મ્હારાને પારણે;
અમી વરસાવે રે, વીર મ્હારાને પારણે—



# હાલરડું

ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર,
ચાંદનીને ખોળલે પોઢે ચકોર:
ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર—

હેમ હીંડોળે હીંચકાની છોળ,
પોઢે નિરાંતે નવલકિશોર:
ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર—

હીંચકે હીંચકે ફૂલની ફોર,
ખેંચે જગદંબા હીરનો દોર:
ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર—

નવલો બાલુડો, નવલું પારણું,
ઓઢ્યું અતલસનું નવું નકોર:
ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર—

ત્રિભુવનપાળ સમા પોઢે લહેરખડા,
સૂરજ શા જાગશે પ્રભાત પ્હોર:
ફુલડાંને ઝૂલે ઝૂલે છે મોર—



# હાલરડું

(માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે રે.)

માતા કૌશલ્યા ઝૂલાવે રઘુવીર રામને રે,
સોના પારણિયે બાંધ્યા છે હીરના દોરઃ
માતા કૌશલ્યા ઝલાવે રઘુવીર રામને રે—

મીઠાં હાલરડાં તો જાણે વાગે વાંસળી રે,
મીઠી નીંદર માણે મનડા કેરો મોરઃ
માતા કૌશલ્યા ઝલાવે રઘુવીર રામને રે—

આભે ચાંદરણાં ચળકે છે રૂડા તેજમાં રે,
સોહે પારણિયે અદકો રઘુકુળ કિશોરઃ
માતા કૌશલ્યા ઝૂલાવે રઘુવીર રામને રે—

ઉગ્યો ચાંદલિયો, મન મોહાવે છે ચાંદની રે,
એવો પારણિયે પોઢે છે ચિતનો ચોરઃ
માતા કૌશલ્યા ઝૂલાવે રઘુવીર રામને રે—

શીળી ઉંઘડલીમાં વીતી જાશે રાતડી રે,
વ્હેલો ઉઠશે રાઘવ પ્રભાત કેરે પ્હોરઃ
માતા કૌશલ્યા ઝૂલાવે રઘુવીર રામને રે—



# હાલરડું

( હાં હીંચોળું ને હાં હાં કરૂં તમે પોઢોને. )

આંદાએ ચોક સમારીઓ પ્રિય ! પોઢોને;
 કાંઈ ઉજાળ્યા અંતર ગોખ, પ્રિયતમ ! પોઢોને—
વાયુ ફરે છે ફૂદડી પ્રિય ! પોઢોને;
 સોહે રૂડલો ચાંદનીનો ચોક, પ્રિયતમ ! પોઢોને—
પારણિયું થનગન નાચતું પ્રિય ! પોઢોને;
 મીઠી ગોઠડીની તાલાવેલ, પ્રિયતમ ! પોઢોને—
આયું વિલોકે વાટડી પ્રિય ! પોઢોને;
 ક્યારે પોઢણુ કરે અલબેલ, પ્રિયતમ ! પોઢોને—
કોયલ માશી ટૌકા કરે પ્રિય ! પોઢોને;
 હવે સુવો છબીલા છેલ ! પ્રિયતમ ! પોઢોને—
ફોરમ ફોરે ફૂલ રોપલા પ્રિય ! પોઢોને;
 મ્હોરે મ્હોરે તે મોગરવેલ, પ્રિયતમ ! પોઢોને—
ગેલ ખેલ મૂકો મીઠડા ! પ્રિય ! પોઢોને;
 માણો લ્હેરખડા ! નીંદર લ્હેર, પ્રિયતમ ! પોઢોને—
બડભાગી બાવન બેટડા ! પ્રિય ! પોઢોને;
 પામો મોંઘી મહેશની મ્હેર, પ્રિયતમ ! પોઢોને—



# હાલરડું

( એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે. )

સાવ સોનાનું ભાઈનું પારણું રે,
એનાં શું શું વખાણું શણગારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
મોરવાયે મરાળની જોડલી રે,
એ તો સાચાં મોતી ચરનારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
ચાર પાયે તે ચાર ચાર મોરલા રે,
એ તો સોળ કળા કરનારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
આંકડીએ કોયલડી કલ્લોલતી રે,
રૂડી વસંત વધાઈ દેનારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
બેઉ બાજુએ શશિ સૂર્ય રાજતા રે,
અંધારીઆં ઉજાળણહારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
આસપાસે વાંચ્યો બટમોગરો રે,
મીઠી સુવાસ પાથરનારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
કીનખાબનાં ખોયાં ખૂબી ભર્યાં રે,
કોરે મોરે હીરાના હારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—
હીર દોરડા સ્નેહ ગાંઠ શોભતી રે,
જશોદાના ઝૂલાવું કુમારઃ
વીર વ્હાલાનાં પારણે પોઢણાં રે—



સમેધરી

# હાલરડું

સુખડને પારણે, વ્હાલ વધારણે,
બાળ હુલાવી, હાલાં હુલામણે:
હીંચોળું હૈયાના હીરને—
ઘુઘરીઆળું ઘોડીયું ઘમકે ઘેરૂં,
ફંગોળે લ્હેરે ચંદનની લ્હેરૂં:
હીંચોળું હૈયાના હીરને—
લાલને પારણું ઝુમ્મર ઝુમખાં,
ફરરર ફરકે ફૂલનાં ફુમકાં:
હીંચોળું હૈયાના હીરને—
પ્રાણને પારણે મોતીની માળા,
ફ્હાનની કીકીમાં તેજ રઢીઆળાં:
હીંચોળું હૈયાના હીરને—
મોરલા ટહુકે ને કોયલ બોલે,
મ્હારા બુલબુલની આવે ન તોલે:
હીંચોળું હૈયાના હીરને—
સ્નેહની કુન્જનો સાચો ફિરસ્તો,
દૂધમલિયો મ્હારો હમેશ હસતો:
હીંચોળું હૈયાના હીરને—
ખમા ખમા કરૂં દાડી દાડી,
ફરતી અંબાની આડી વાડી:
હીંચોળું હૈયાના હીરને—
નવસેં નવાણું હાલરડાં મોઢે,
લ્હેકે લલકારૂં, બાલુડો પોઢે:
હીંચોળું હૈયાના હીરને—
નેન ઢળે ન્હાનલાં, નીંદર પધારે,
ચાંદાની ચોકી ઉઠાડશું સ્હવારે:
હીંચોળું હૈયાના હીરને—



# હાલરડું

( હીંચ: )

ચાંદાએ ચાંદનીનાં મોકલ્યાં વધામણાં,
ચળકયા આકાશે ચાંદરણાં રે:
નિદ્રા નેહાળ અમી ફુલડાં ઉડાડતી,
ઉભી ખખડાવતી બારણાં રે—

આવી રૂપેરી ઓઢણાં ઓઢાડતી,
રજની રૂપાળી જગઆંગણે રે:
રમણે ચડેલ મ્હારા ચિત્તના ચકોરને,
પોઢાડું કંચન પારણે રે—

મશરૂનું ખોયું ઉજળું દૂધ શું,
તારક મઢયા એના કાંગરા રે:
હાલે હુલાવું, ઝૂલે ઝલાવું,
કુંવર મ્હારા કહ્યાગરા રે—

પોઢયા પ્રિયતમ પોયણી શી આંખડી,
બીડાઈ નીંદરની સોડમાં રે:
અમૃત મીઠડાં બોલડાં બોલતાં
જાગશે વીર પરોઢમાં રે—



# હાલરડું

( ઉભા રહો તો કહું એક વાતડી બિહારીલાલ ! )

ત્હમે પચરંગી પારણે પોઢોજી છબીલા છેલ !
ત્હમે રેશમી પામરી ઓઢોજી છબીલા છેલ !—

ચીઠ્ઠી પાઠવી કૌમુદિ રાણીએ છબીલા છેલ !
હાવાં નીંદર મીઠડી માણીએ છબીલા છેલ !—

ચાંદા મામાએ સંદેશો કીધલો છબીલા છેલ !
ભરી અમૃત કટોરો દીધલો છબીલા છેલ !—

શીળી સોરમ સમર્પી ફૂલવાડીએ છબીલા છેલ !
હાલાં ગાતી કોયલ આંબાઝાડીએ છબીલા છેલ !—

મ્હેં તો આંજી અમરાંજને આંખડી છબીલા છેલ !
કાંડે બાંધી જગદંબાની રાખડી છબીલા છેલ !—

કરો નિદ્રા નિશ્ચિંત ભલિભાતમાં છબીલા છેલ !
વ્હાલ મોતીડે વધાવશું પ્રભાતમાં છબીલા છેલ !—



# હાલરડું

**( રાજ લીલાં મોતી ને હીર દોરિયું ને મળતો. )**

લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે,
 એની મીટે નવાણું લખ ડૂલે રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—
ગૌરવર્ણું મોહાય ખુલ્લુખુલે,
 ન્હાની દંતુડીએ રાજહંસ ભૂલે રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—
મીઠા મરકલડે ચાંદની ચોભીલી,
 ગોરા ગાલે અમરવેલ ખીલી રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—
પાય પાનીએ કુંકુમ મ્હેકે,
 લાજે મોરલા લાલના લ્હેકે રે:
  લ્હેરખડા લાલ ઝુલે હૈયાના ઝૂલે—
કાલાં કહેણુલે કોયલ કૂજે,
 સ્નેહસંગીતે ચિત્તચોક ગુન્જે રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—
કેષ વાંકડા ને ફાંકડી સેંથી,
 પોઢે પારણે લાડમાં મજેથી રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—
વીર અંગુલિએ અરધે અંગુઠી,
 ઉર ગ્રંથિમાં રાખું રોજ ગૂંથી રે:
  લ્હેરખડા લાલ ઝૂલે હૈયાના ઝૂલે—



# હાલરડું

ઝીણા ઝરમર વરસે મેહ, કે ભીંજે મ્હારી ચુંદડિયાં )

ખીલ્યાં ચાંદનીનાં રાજ રળિયાત,
કે પોઢે મ્હારો દૂધમલિયો:
મરક મરકે અજવાળી રાત,
કે પોઢે મ્હારો ફૂલફૂલિયો—
સીસમનું પારણિયું સોનલે મઢેલું,
ચળકે માણુ ચળકારા રે:
હસતા મોરલિયા બેસાડયા બારણે,
ટહુકે ટેહુક ટહુકારા:
કે પોઢે મ્હારો દૂધમલિયો—
ખાસું મજાનું ખોયું અતલસનું,
કોરેમોરે મોતીડાની માળા રે:
હીંચકે હીંચકે ઘુઘરી ઘમકે,
મલકે લાલ લટકાળા:
કે પોઢે મ્હારો ફૂલફૂલિયો—
આભલિયે ટમટમ તારલિયા ટમકે,
ચાંદલો રૂપેરી ડોલે રે:
બાગનાં ફુલડાં ફોરમ ફોરતાં,
બુલ્બુલ ગુલાબે બોલે:
કે પોઢે મ્હારો દૂધમલિયો—
વાયુનો વીંઝણો ફરરર ફરકે,
આંખડલી ઉંઘે મીંચાણી રે:
લ્હેરખડો પોઢે નિદ્રાને ખોળલે,
રક્ષે તે રજની રાણી:
કે પોઢે મ્હારો ફૂલફૂલિયો—



# ગુજરાતણુ બ્હેનને

( મારગ મૂકોને કહાન કહું છું ક્યારની રે લોલ. )

ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ,
ગુર્જરી બગીચે અમરવેલ ખીલજો જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

જગત દિનદિન કળા કૌશલ્યમાં વધે રે લોલ,
સુંદરી સમાજ ઉન્નત હો બધે જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

સ્થાન જે ત્હમારૂં માન ભર્યું પામવા રે લોલ,
એકરાગ થાઓ અવદશા ઉથામવા જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

કેળવાઈ કેળવો સદન ને સમાજને રે લોલ,
ખોટી રૂઢિની છોડો ખોટી લાજને જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

ખોળે ખેલતી ગુલાબગરવી સંતતિ રે લોલ,
ભરો રૂડા સંસ્કારે બાળની મતિજોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

અન્નપૂર્ણા ગૃહરાણી ઘર આધાર છે રે લોલ,
વાડિયું ઘમકાવનાર દેશ તારનાર છે જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન! ગુણુ ઝીલજો રે લોલ—

## રાસેશ્વરી

રાજરાજેશ્વરો ચે તમ ઉછંગમાં રે લોલ,
ઝૂલ્યા દેવો તમ અંકમાં ઉમંગમાં જો:
ગુણી ગુજરાતણુ બ્હેન ! ગુણુ ઝીલજો રે લોલ—

માન સરવરની છો રાજહંસીઓ રે લોલ,
જગદંબાની છોજ ત્હમે અંશીઓ જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન ! ગુણુ ઝીલજો રે લોલ—

અમી મેઘ મન્જુ નીતરો સોહાગમાં રે લોલ,
પુષ્પ પુન્જ મૃદુલ પ્રગટો જીવન બાગમાં જો:
ગુણી ગુજરાતણુ બ્હેન ! ગુણુ ઝીલજો રે લોલ—

દીપો દેવીઓ સદૈવ ગૃહમંદિરની રે લોલ,
ગ્રહો ભભક ભાવ ભેટ ધર્મ વીરની જોઃ
ગુણી ગુજરાતણુ બ્હેન ! ગુણુ ઝીલજો રે લોલ—

